ર્વિજયજી પુસ્તકમાળા મણકો ૧ લો.

# સુબોધમણિમાલા.

વીણી-ગ્રથનાર.


ાહ પુરુષોત્તમ નથુભાઈ.

હીરોદરવાળા, મુ. થરા.

( એજન્સિ પાલણપુર. )



શ્રી વીરશાસન પ્રિન્ટિંગ પ્રેસમાં

ખ વીઠ્ઠલભાઈ મોહનલાલે છાપ્યું

હાજાપટેલની પોળ—અમદાવાદ.

નકલ ૧૦૦૦ આવૃત્તિ ૧ લી.

સંવત ૧૯૮૨ ઈ. સ. ૧૯૨૬.

કિંમત ૦-૨-૦

વીણી-ગુંથનાર.

# શાહ પુરૂષોત્તમ નથુભાઇ.

દીવોદરવાસી, મુ. થરા.

( એજન્સિ પાલણપુર. )



શ્રી વીરશાસન પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ વીઠ્ઠલભાઇ મોહનલાલે છાપ્યું
હાજાપટેલની પોળ—અમદાવાદ.



નકલ ૧૦૦૦ આવૃત્તિ ૧ લી.
સંવત ૧૯૮૨ ઇ. સ. ૧૯૨૬.

કિંમત ૦-૨-૦

શ્રીકીર્તિવિજયજી પુસ્તકમાળા. મણકો ૧.

# સુબોધ મણિમાલા.

# अर्पण पत्रिका.

અંતરલાપિકા છપ્પા.

પુર્ણ પ્રીતની રીત, મીત્ર મારા સુણી જે,
હૃદયધરી ખચીત, ત્રત સુ શિક્ષા દીજે,
સોનું પાવક માંહી, ઇમ આપત્તિ અરસે,
તરત ખરે પરખાય, છાજે જ્યમ કંચન કસે,
મહા વિપત આવી પડે, રાખેપ્રિત ન કદી રતી
સુમિત્ર એવો મમ હતો મર્ણુ વશથૈ શુભ
ગતિ. ૧.

જેના પ્રતાપે હું આ જ્ઞાન પામ્યો, તેનો યથાર્થ બદલો વાળવો ઘણો અ-શક્ય છે, પુલ નહિ તો પુલની પાંખડી એ માફક એ આત્મા જ્યાં હોય ત્યાં શાંતિ પામો ને તેથી આ સુબોધ મણિ-માળા તેમને અર્પણ કરી પ્રમોદ પામું છું.

પોષ સુદી ૯ | સદાનો વિયોગી
સં. ૧૯૮૨ | પુરૂષોત્તમ.

# પ્રસ્તાવના.

આવા નાના પુસ્તકને પ્રસ્તાવના માથા કરતાં પાઘડી મોટી મિસાલે શું લખું ? પણ કારણવશાત્ પ્રેરાઇ લખવી પડે છે.

ચાલુ સાલમાં સીપોર ( વાયા વડનગર ) ઉજમણું હોવાથી મારે જવું થવાથી પરમપૂજ્ય સદ્ગુરૂ મહારાજ સા. શ્રી ૧૦૮ શ્રી કીર્ત્તિવિજયજી બંને મ. સા. નું ચોમાસું ત્યાં હતું તેમણે કેટલુંક મારૂં લખેલું સાહિત્ય સાંભળ્યું એટલે યોગ્ય મદદ કૃપારૂપ મળી. તેથી આકર્ષાઇ આવી રીતે પુસ્તકો પ્રગટ કરવા પ્રયત્ન થયો છે.

આ માળા થરા જૈન પાઠશાળાના માસ્તરના નામે મેં યાદ કરી ઘણા ન્યુસ, પુસ્તકોમાંથી લેઈ ગુંથી આપી

હતી તેમણે મારી પરવાનગીથી પોતાના નામે સંવત ૧૯૮૧ ના ભાદ્રવા માસના જૈનધર્મ પ્રકાશના પુસ્તક ૪૦ ના અંક ૬ પૃષ્ટ ૨૧૦ છપાવી છે તે માસિક રજીષ્ટર હોવા છતાં પણ તેમની પરવાનગી માંગવામાં આવી નથી.

આ માળામાં છેવટનો દોહરો મેં લખ્યો છે.

આમાંથી એકાદ પણ ગુણ ગ્રહણ કરી વર્તનમાં મૂકાશે તો લખનારનો શ્રમ કંઈક અંશે પણ સફળ થશે.

ભુલો માટે ક્ષમા માંગવામાં આવે છે.

લી.

પુરૂષોત્તમ નથુભાઈ.

દીવોદરવાસી મુ. થરા,

( એજન્સી પાલણપુર. )

૧ હમેશાં પ્રભુનું સ્મરણ કરવું.
૨ અહિંસા પરમો ધર્મ સદા પાળવો.
૩ જૂઠું કાંઇ પણ બોલવું નહિ.
૪ કોઇ જાતની ચોરી કરવી નહિ.
૫ સદા શિયળ વ્રત પાળવું.
૬ સર્વ વસ્તુપ્રત્યે સંતોષ ધારણ કરવો.
૭ સમતા ગુણ આદરવો.
૮ અહંકારનો ત્યાગ કરવો.
૯ બગલા જેવી કપટવૃત્તિ રાખવી નહિ.
૧૦ ઇર્ષ્યારૂપી અગ્નિને પ્રેમરૂપી પાણીથી શાંત કરવી.

શ્રી સદ્ગુરૂ કીર્ત્તિવિજયજી પાદપદ્મેભ્યો નમઃ

# સુબોધ મણિમાળા.



૧૧ માબાપની સાચા પ્રેમથી ભકિત
કરવી.

૧૨ વખત અમૂલ્ય છે, માટે નકામો ન
ગુમાવવો.

૧૩ "સવિજીવ કરૂં શાસન રસી, ઇસી
ભાવ દયા મન ઉલસી" આ ઉ-
ત્તમ પુરૂષનું હાર્દ છે.

૧૪ યત્ન કર્યા વગર નશીબનો વાંક
કાઢવો તે ફોગટ છે.

૧૫ મોઢે ઘણું મીઠું બોલનાર માણસ
સાથે ઘણી સાવચેતીથી વર્ત્તવું.

૧૬ પરોપકાર કરી રહ્યા ને વિદ્યા મે-
ળવી લીધી, એવો સંતોષ કદી મા-
નવો નહિ.

૧૭ કોઇની નિંદા કરવી નહિ.

૧૮ બે જણ ગુપ્ત વાત કરતા હોય ત્યાં જવું નહિ.

૧૯ સારૂં વાંચન એ સારા સોબતીની ગરજ સારે છે.

૨૦ ઘુવડ તો દિવસેજ દેખતું નથી, પણ કામી પુરૂષ તો અહો રાત્ર દેખતો નથી.

૨૧ બધો સંસાર સ્વાર્થમય છે.

૨૨ મન સુધારવાને જ્ઞાનની જરૂર છે, તેમ શરીર સ્વચ્છ રાખવાને નિ-ર્મળ જળની જરૂર છે.

૨૩ વિદ્યાગુરૂને હમેશાં નમન કરવું.

૨૪ સંકટ સમયે સમયસૂચકતા વાપ-રવી.

૨૫ હાથે તે સાથે.

૨૬ દયા ધર્મનું મૂળ છે.

૨૭ એક ઘડી જાય છે તે સુવર્ણમય જાય છે.

૨૮ કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે છે, તેમ નાનપણમાં વિદ્યા સહેલાઇથી મેળવાય છે.

૨૯ જેના ઘરમાં પુસ્તકોનો સંગ્રહ નથી તેનું ઘર વનતુલ્ય જાણવું.

૩૦ ચોવીશ કલાકમાં અડધો કલાક પણ જે પુસ્તક વાંચન કરતો નથી તે મનુષ્યને પશુ તુલ્ય જાણવો.

૩૧ સોબત તેવી અસર.

૩૨ જે કાળે જે બનવાનું હોય તે બને જાય છે.

૩૩ કોઇ પણ પ્રકારે પ્રમાદ સેવવો નહિ.

૩૪ ધર્મના પ્રભાવ માટે આત્મભોગ આપવો.

૩૫ મહાવીરસ્વામીનો જય જય, શ્રી જૈન શાસનનો જય જય.

૩૬ ઉપજ કરતાં ખર્ચ વધારે રાખવો નહિ.

૩૭ જગતમાં મુખ્ય ત્રણ તત્વ કયા કયા ? દેવ, ગુરૂ ને ધર્મ.

૩૮ નિરર્થક ચિંતા કરી વ્યાકુળ થવું નહિ.

૩૯ સહનશીલતા એ સ્ત્રી પુરૂષનું મુખ્ય ભુષણ છે.

૪૦ પ્રભુ મહાવીર પ્રત્યે શ્રદ્ધા રાખવી.

૪૧ પ્રાપ્ત થયેલામાં સંતોષ વૃત્તિ રાખવી.

૪૨ એક ક્ષણ વાર પણ હમેશાં શાંતિનો ઉપયોગ કરવો.

૪૩ બહુરત્ના વસુંધરા.

૪૪ સર્વ મનુષ્ય સાથે માતૃભાવ રાખવો.

૪૫ પ્રભુની આજ્ઞાને માન આપવું એ સૌની પ્રથમ ફરજ છે.

૪૬ દાન આપવું તો સદા સુપાત્રને આપવું.

૪૭ અનંત મોક્ષ સુખ પ્રાપ્ત કરવું, એ મનુષ્ય જન્મ પામ્યાનું ફળ છે.

૪૮ દુનિયા પોતાના જમાનાના મહાન પુરૂષોને ભાગ્યેજ ઓળખે છે.

૪૯ દ્રઢપણે નિર્ભયતાપૂર્વક છાતી ઠોકીને ઉભા રહે છે, તેઓ મનુષ્ય નહિ પણ દેવના નામને યોગ્ય છે.

૫૦ દૈત્ય કુળમાં પણ દેવ જન્મ પામે

છે. દાખલો મણિભદ્ર તથા પ્રહલાદ.

૫૧ વાંસો ને વાંક પોતાનો પોતે જોઇ શકે નહિ.

૫૨ આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.

૫૩ પાંચ ઇંદ્રિયોના ત્રેવીશ વિષયને વશ ન થવું.

૫૪ સપ્ત વ્યસનથી સદા દૂર રહેવું.

૫૫ આઠ પદનો ત્યાગ કરવો.

૫૬ નવવિધ બ્રહ્મચર્ય શુદ્ધ પાળવું.

૫૭ પ્રમાણિકપણે દ્રવ્ય મેળવવું.

૫૮ દરેક લખાણમાં વાંચી સમજીને સહી કરવી.

૫૯ રાત્રિ ભોજન કરવું નહિ.

૬૦ અસત્ય માર્ગ આદરવો નહિ.

૬૧ સાચા મિત્રની પરીક્ષા દુઃખ વખતે થાય છે.

૬૨ ઉદ્યોગ એ માણસના જીવનનો ખોરાક છે.

૬૩ દરેક કામ નિયમીતપણે કરવું.

૬૪ કોઇ પણ ભૂલ સુધારવામાં વખત વીતી ગયો છે, એમ માનવું નહિ.

૬૫ ન્યાય નીતિ,ને પ્રમાણિકપણે વર્તવું.

૬૬ હંમેશાં વહેલાં ઉઠવાની ટેવ રાખવી.

૬૭ જે કામ તમારે જાતે કરવું જોઇએ તે બીજાને કરવા કહેવું નહિ.

૬૮ ધ્યાન નહિ આપવા જેવી નજીવી એક પણ ચીજ હોતી નથી.

૬૯ બધાની સાથે માયાળુપણે વર્તવું.

૭૦ હંમેશાં ધીરજ ખંત ને હિંમતથી કામ કરવું.

૭૧ વખતનો સદ્ ઉપયોગ કરવો.

૭૨ હંમેશાં ગંભીર રહી ઓછું બોલવાની ટેવ રાખવી.

૭૩ જેણે કામ કર્યું તેણે કામણ કર્યું.

૭૪ આળસ તે માણસના શરીરનો કટ્ટો દુશમન છે માટે તેને દૂર કરવો.

૭૫ બોલતાં પહેલાં વિચાર કરો પણ બોલ્યા પછી વચન પાળો.

૭૬ પોતાના કામમાં ચાલાક અને સાવધ રહો.

૭૭ કરકસરમાં ત્રેવડ એ ત્રીજો ભાઇ છે.

૭૮ કુળ ને શિલ જાણ્યા સિવાય કોઇને કન્યા આપવી નહિ.

૭૯ હરકોઈ માણસનો ભરોંસો કરતા પહેલાં વિચાર કરો.

૮૦ અપકારના ઉપર ઉપકાર કરવો.

૮૧ સૌનું સારૂં ઇચ્છવું.

૮૨ સર્પની ડાઢમાં ઝેર હોય છે તેમ દુર્જનની જીભમાં ઝેર હોય છે.

૮૩ બાળ લગ્નનો ચાલ બુરો છે, માટે તેને બંધ કરવો જોઇએ.

૮૪ અડધો સંતોષરૂપે મળતો હોય તો આખો લેવા જવું નહિ.

૮૫ દેશાટન કરવાથી માણસ કાબેલ થાય છે.

૮૬ રાજા પોતાના દેશમાં માન પામે છે, પરંતુ વિદ્વાન સર્વ ઠેકાણે માન પામે છે.

૮૭ પુસ્તકોનો સંગ્રહ એજ ઉન્નતિના શિખરે લઇ જવા માટે અપૂર્વ સાધન છે.

૮૮ સર્વ સુખનું મૂળ ધર્મ છે.

૮૯ વિદ્યારૂપી ધન એ અક્ષય ને અમૂલ્ય છે.

૯૦ ઘડીઆળ વારંવાર ટકટક બોલી અમ સૂચવે છે કે વખતને નકામો (ફોગટ) ગુમાવવો નહિ.

૯૧ પૈસો પ્રાપ્ત થાય તો ઉડાઉપણામાં ખરચશો નહિ, પણ સારાં કાર્યમાં વાપરજો.

૯૨ દાન કરે ધન નાશ પામતું નથી, પરંતુ ચક્રવૃદ્ધિ વ્યાજ તુલ્ય પરંપરાએ વૃદ્ધિ થયે જાય છે.

૯૩ ક્રોધ થાય તો તેની સાથે પ્રેમ કરો.

૯૪ ક્ષણભંગુર દેહનો જ્ઞાનીઓ કશો શોચ કરતા નથી.

૯૫ ચિંતારૂપી ક્રીડો મનુષ્યનું કાળજું કોરી ખાય છે.

૯૬ જેમ સોનાના ઘાટમાં કુંદન શોભે છે, તેમ દૃષ્ટાન્તો આપવાથી વાર્તાઓ શોભે છે.

૯૭ સારી સ્ત્રી એ ગૃહરાજ્યનો સાચો સલાહકાર પ્રધાન છે.

૯૮ ઉધારો કરી ધીરવું, તે સામાના ઓશિઆળા ( તાબેદાર ) રહેવા જેવું છે.

૯૯ છતી શકિતએ કોઇની આશા ભંગ કરવી નહિ.

૧૦૦ એકડા વગરનાં જેમ મીડાં નકામાં છે,તેમ શિયળવૃત્ત વિનાના બીજા સદ્ગુણો નકામા છે.

૧૦૧ હમેશાં મિષ્ટાન્ન ભોજન કરવું, એ-ટલે મીઠાઇ ખાવી તેમ નહિ, પરંતુ પુષ્કળ ઉદ્યોગ કરીને પછી ખાવું કે જેથી તે ખાણું મિષ્ટાન્ન તુલ્ય માલુમ પડશે.

૧૦૨ પત્રરૂપી પાણીવડે સ્નેહલતાને ટટાર રાખવી જોઇએ.

૧૦૩ તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો ખોટા વિચારથી મન મેલું કરશો નહિ.

૧૦૪ માબાપના મનોરથ પૂરા પાડવા એ સુપુત્રની ફરજ છે.

૧૦૫ સંસારરૂપી સમુદ્ર તરવાને સદ્દગુરૂનો બોધ એ નાવ સમાન છે.

૧૦૬ કાગળ ઉપર કે ધાતુ ઉપર સરસ્વતિ બેસે છે ( લખાય છે ) તો તેની કિંમત અંકાય છે. તે રીતે જે મનુષ્યો જાણે છે તેની કિંમતનો પાર નથી.

૧૦૭ શ્રી પ્રભુ સર્વેને સન્મતિ આપો એજ સદ્દવાંચ્છના.

૧૦૮ ભાઇ, બ્હેનો આ હાર માળામાંથી એક મણકો પણ ગ્રહણ કરશે તો લખનારની મહેનત સફળ થશે.

દોહરો.

સુબોધમણિ માળિકા, સદ્દગુણનો ભંડાર;
પુરૂષોત્તમ કે પ્રેમથી, કંઠ ધરો નરનાર. ૧

( સંપૂર્ણ. )

| | |
|---|---|
| ૧ શ્રી અરિહંતજીને અરજી. | ૦—૧—૦ |
| ૨ શ્રી પુરૂષોત્તમ પચ્ચિશી. | ૦—૧—૦ |
| ૩ વિદ્યાબોધ. | ૦—૧—૦ |
| ૪ સ્ત્રીઓનો ખરો ધર્મ. | ૦—૨—૦ |
| ૫ સદ્ગુરૂ મહિમા. | ૦—૨—૦ |
| ૬ ઝવેરનો ઝુમખો. | ૦—૨—૦ |
| ૭ વિધાત્રીની કથા. | ૦—૨—૦ |
| ૮ વર રાજાના શ્લોકો. | ૦—૦—૬ |
| ૯ આત્મબોધ. | ૦—૧—૦ |
| ૧૦ કોયડા સંગ્રહ. | ૦—૮—૦ |
| ૧૧ સમશ્યા સંગ્રહ. | ૦—૮—૦ |
| ૧૨ વાર્તા સંગ્રહ. | ૦—૮—૦ |

૧૩ પુરૂષોત્તમ કાવ્ય. ૧-૦-૦

૧૪ સુબોધ કવિતા ભાગ ૧ લો.૦-૪-૦

નં. ૧૦-૧૧-૧૨-૧૩ સિવાયની દરેક બુકો દશ દશ નકલો ખરીદશે, તે તે ગ્રાહકોનાં નામ પુસ્તકોમાં છપાશે, પોષ્ટેજ જુદું.

શા. પુરૂષોત્તમ નથુભાઈ.

દીવોદરવાસી. મુ. થરા.

( ઉ. ગુજરાત. )



શાહ અમૃતલાલ પુરૂષોત્તમ.

શ્રી ભારત જૈન વિદ્યાલય શિક્ષક.

મુ. પુના સીટી. ( દક્ષિણ. )

લખવાથી વિધિયુક્ત સામાયિક ચૈ-
ત્યવંદનાદી બુક પોષ્ટેજ સાથે ૦–૬–૦
મળી શકશે જેનાં લગભગ પૃષ્ટ ૧૦૦
ઘણી ઉપયોગી બાબતોથી ભરપુર છે.



# આદરણીય શિક્ષા બોર્ડ.

૧. જાગો, આ સંસારમાં સુખ નથી
ધર્મ કરવા ખબરદાર થાઓ. દાન, શિયળ,
તપ, અને ભાવ એ ચાર પ્રકારે ધર્મ છે
૨. ઉદ્યમથી દરેક સંપત્તિ આવી મળે છે
૩. 'અહિંસા પરમો ધર્મ.'
૪. નીતિમય જીવન ગાળવું, તે મનુષ્યનું કર્તવ્ય
૫. જ્ઞાનદાન સર્વથી શ્રેષ્ઠ છે.
૬. નિંદા નર્કનું દ્વાર છે.
૭. શાન્તિ પ્રભુનો દરબાર છે.
૮. ધર્મ સાંભળી વિચારે, ક્રિયા કરે તે જ શ્રાવક
૯ પાપથી પાછા હઠવું તે પ્રતિક્રમણ.
૧૦ જૈનં જયતિ શાસનમ્.

સંગ્રાહક

**પુ. ન. શાહ.**

---

સર્વ પુસ્તકોના સોલ એજંટઃ—

**શા. માધવલાલ હાથીલાલ.**

મુ. થોળ (ઉ ગુજરાત.)